તથા જરૂરિયાત જીવન જેટલી જ વ્યાપક છે. સંસ્થા કે વ્યક્તિના મુખ્ય ધ્યેય કે ધ્યાનમંત્રની ભાવનાનું સૂચન કરતા કોઇ પદાર્થ અથવા પ્રાણીનું ચિત્ર, સ્પષ્ટ સમજાય તેવી વિશદ આલેખનાથી તેમજ રૂપસુંદર ગૂંથણીથી એમા કરેલું હોય છે. કોઇવાર એમા સૂત્રમંત્ર તથા વ્યક્તિના પ્રથમાક્ષરો અગર નામાક્ષરોની ગૂથણી પણ હોય છે વિશદ અર્થઘનતા એ એનુ મુખ્ય લક્ષણ હોય છે.

વાઙ્મયમા જે સ્થાન કાવ્યનું—તેમા યે નાના ઊર્મિગીતનું, સૉનેટનું કે મુક્તકનું છે, ભાષામા જે સ્થાન સૂત્ર કે સુભાષિત અગર કહેવતનું છે તે ચિત્રકલામા સંજ્ઞાચિત્રનું છે સંજ્ઞાચિત્ર એ સૂત્રાત્મક સમર્થ વાણી છે. ગુજરાતની કળામા તેનું સ્થાન પ્રાચીન કાળથી છે; અને આજે પણ, બીજા પ્રાંતોને મુકાબલે આપણે એમાં પછાત નથી, બલ્કે આગલી હારમાં છીએ શ્રી કનુ દેસાઇનો હાથ તેના પર ઠીક જામેલો છે. આ સાથે થોડા ઉદાહરણો છે.

## નકશાઓ

નકશાઓ—maps, આલેખો—charts and plans અને આકૃતિઓ—diagrams એ ત્રણે એક જ કુટુંબના બાળકો જેવા, સરખો ઉદ્દેશ સારતા, જુદીજુદી શક્તિવાળા સાધનો છે. ત્રણે પ્રકાર જ્ઞાનને વધુ સરળ, બુદ્ધિગમ્ય અને સચોટ બનાવવાના અણમૂલ સાધનો છે. આપણે ત્યા એનો ઉપયોગ નહિ જેવો જ થાય છે. પશ્ચિમવાસીઓએ અલગઅલગ વિષયોને પોતાની પ્રજાના અદનામા અદના માણસ સુધી પહોચાડવામા આ ત્રણ સાધનોનો જ બહોળો ઉપયોગ કર્યો છે. ત્યાનાં છાપાંમા અગત્યના બનાવોની હકીકત નકશા વિના ભાગ્યે જ હોય દેશની રાજકીય, સામાજિક, આર્થિક, વ્યાપારી કે ઐતિહાસિક પરિસ્થિતિ અને પ્રગતિના માપ દર્શાવતા આલેખોના અનેકવિધ ચાતુર્યયુક્ત પ્રકારો ત્યા યોજાયા જ કરે છે. અને આકૃતિઓ—diagramsનો આધાર તો જ્ઞાનની કઈ શાખામા લેવો નથી પડતો ? ભૂમિતિથી શરૂ કરીને એકેએક વિદ્યા જોઇ વળો

## આલેખો

નકશાઓ—maps મુખ્યત્વે સ્થળ ( પછી તે દુનિયા આખી હોય કે તેનો ખંડ, દેશ, પ્રાંત, ગામ, શહેર, શેરી, ઘર, વાડી કે ઓરડી હોય) દર્શાવવા ચીતરાય છે અમુક સ્થળ ચોક્કસ રીતે કયા આવ્યુ અને તેની









સુતારીકામની સૂચનાનો આલેખ

આકરણી કે જન્મમરણની સંખ્યા વગેરેનો ટૂંકાણમાં સચોટ અને ચિત્રયુક્ત ચિતાર રજૂ કરવા માટે charts એ અણમોલ સાધન છે

આલેખનનો બીજો પ્રકાર તે plans શિલ્પસ્થાપત્યનાં, મકાનોની બાંધણીના, બાગબગીચા ને નગરરચનાના, લશ્કરના વ્યૂહનાં,—એવા અનેક રૂપો એના છે એ નકશા તરીકે પણ ઓળખાય છે. ખરું જોતાં તો આ ત્રણે પ્રકારો એટલા સજાતીય છે કે કેટલીક વાર એકબીજાના ક્ષેત્રમાં તેઓ પ્રવેશી અન્ય રૂપ બની જતા વાર નથી લાગતી હિંદુસ્તાનના નકશામાં તેના રૂ ઉગાડતા શહેરોમાનું ચિત્ર, એ જ રીતે શેરડી, બાજરી, ઘઉં વગેરે બીજા પાક ઉત્પન્ન કરતા પ્રદેશોમાં એના




દુનિયાના દેશોની વ્યક્તિગત આવકોને મુકાબલે હિંદની આવક દર્શાવી તેની ગરીબી દાખવતો સચોટ આલેખ (બ્લૉકો: 'કુમાર' કાર્યાલયના સૌજન્યથી)

ચિત્રો વગેરે આલેખ. તૈયાર કરેલો map (નકશો) chart ગણી એના જ એક મિશ્રણનું ઉદાહરણ પૂરું પાડે છે એરોપ્લેનની બનાવટની આંતરિક રચના દર્શાવતા કે ટ્રેલીવિઝન અગર કમ્બશન એન્જિનના સિદ્ધાંતો દર્શાવતા આલેખોમાં plans અને diagrams એ બંનેનું મિશ્રણ થાય છે પશ્ચિમના બુદ્ધિમાન દેશોએ આ ત્રણે પદ્ધતિઓના અનેકવિધ ચાતુર્યયુક્ત સરસામા—ગુણાકાર કરીને જ્ઞાનને એટલું હસ્તામલકવત્ કરી મૂક્યું છે કે આપણે તે જોતો જ થઈ જઈએ આપણે ત્યાં તો એનો શુમારંભ પણ પ્રચારમાં નથી આ સાથે થોડાં ઉદાહરણો આપ્યાં છે જ્ઞાનને આપણે સર્વવ્યાપી બનાવવું હોય તો આ એમના માધ્યમનો ઉપયોગ કરવો જ જોઈએ

## કટાક્ષચિત્રો

નકશા, આલેખ અને આકૃતિની અગાઉ વર્ણવેલી ત્રિપુટી જેવું જ એક બીજું સજાતીય જોડું તે કટાક્ષચિત્રો અને ઠઠ્ઠાચિત્રો—cartoons and caricatures—નું એ કળા પણ આપણે ત્યાં નહિ જેવી જ ખીલી છે એમ ખેદ સાથે કબૂલ કરવું જોઈએ કટાક્ષાલેખનો અને ઠઠ્ઠાચિત્રો તો કોઈ પણ પ્રજાના સમાજ ધર્મનો, બુદ્ધિયુક્ત કટાક્ષો કે ચાતુરીભરી હાસ્યશક્તિનો (અને પરિણામે તેની સચેત જીવનદૃષ્ટિ અને બુદ્ધિની તીક્ષ્ણતાનો) ખ્યાલ આપે છે Cartoons (વ્યંગચિત્રો)માં કોઈ વ્યક્તિ અથવા સમાજ, રાજ્ય કે દેશને લગતા પ્રસંગ કે પરિસ્થિતિની વિચિત્ર અને હાસ્યજનક બાજુ પર તીખો વ્યંગ આલેખેલા હોય હાસ્ય કે મશ્કરી એમાં મોટે ભાગે હોય ખરાં, પણ એ અનિવાર્ય જ હોય એવું નથી કેટલીકવાર પ્રશંસાજનક 'કાર્ટૂનો' પણ આલેખાય છે પણ મોટે ભાગે તો તેમાં તેજાબ પેઠે ઊંડી ઊતરી જનારો તીખો ઉપાલંભ કે કડવો ઝેર કટાક્ષ જ હોય છે સચોટના એ એનું મુખ્ય લક્ષણ છે અને તેને માટે ઘણું મરું રૂપકોનો આશ્રય લેવાય છે

## ઠઠ્ઠાચિત્રો

ઠઠ્ઠાચિત્રો—caricatures—નું સામાન્ય તો cartoons જેવું જ માત્ર તેમાં આલેખન વ્યક્તિનું જ હોય એમાં રાજાઓ સન્મુખ થાનારા ધર્મગુરુઓ, રાજદ્વારી પુરુષો અને દેશનેતાઓ સમાજસેવકો, વિદ્વાનો અને વીરો,—પ્રજાના એવા કોઈ પણ અગ્રણી પુરુષોના કોઈ ઉપાલંભમાત્ર વર્તન, વાણી, પ્રસંગને અનુલક્ષીને તેનું હાસ્યજનક ચારુ ચીતરવામાં આવે છે પણ એમાં કલાકારની શક્તિની સાચી કસોટી થાય છે હાસ્યનો પાત્ર વ્યક્તિના ચહેરાની




કાઠિયાવાડને ગુજરાતથી અલગ પાડીને તેને જુદી સમિતિ આપવાની વિચારણા ગુજરાત પ્રાંતિક સમિતિ આગળ આવેલી તે વખતે 'નવસૌરાષ્ટ્રે' પોતાના વિરોધને અસરકારક બનાવવા આલેખેલું 'કાર્ટૂન'

લાક્ષણિક વિશિષ્ટતા ઓછામાં ઓછી રેખાઓના, સચોટપણે, કટાક્ષપૂર્વક અને હસામણી ઢબછબથી ઉતારવામાં તીણી નજર અને કલમ પરનું પ્રભુત્વ જોઇએ છે. ઠઠ્ઠાપાત્ર વ્યક્તિનું હસામણું ચાઠું ચીતરવા સાથે તેના ચહેરાના મુખ્ય લક્ષણ એમાં એવી ખૂબીથી સચવાઇ જવા જોઇએ કે જે જોતા નાનાં બાળક પણ એને ઓળખી કાઢી શકે. દાખલા તરીકે મહાત્મા ગાંધીજીના ચહેરામાં મોટા કાન, ગોળ ચશ્મા, આગળ પડતો નીચલો હોઠ, લાંબુ નાક, મુક્ત હાસ્ય કરતા હોઠ અને ગાલ, વાળનાં થોડા તરણાંવાળી ટૂંકી ચોટલી વગેરે ચિત્રકારની માનીતી સામગ્રી થઇ પડે. હિટલરની ટૂથબ્રશ જેવી મૂછો અને અરધું કપાળ ઢાંકતો વાળનો ગુચ્છો, મુસોલિનીના મોટા ડોળા અને બુલડોગ જેવા જડબા, ઇંગ્લંડના જૂના વડા પ્રધાન બાલ્ડ્વિનનું ગાજર







હરિપુરા મહાસભા વખતના માર્ગનિર્દેશક તથા સ્વચ્છતાસૂચક આ ચિત્રો 'પોસ્ટર' ને 'પ્લેકાર્ડ'ના ઠીક નમૂના ગણાય



સ્થૂલ શરીર પર ભરાવદાર ચહેરામાં વિશિષ્ટ મૂછો, મોટાં ચશ્માં પાછળથી તાકતી આંખો અને પાછળ ઓળેલા વાળવાળા આપણા પીઢ સાક્ષર શ્રી બલવતરાય ઠાકોરને એક વાર જેણે જોયા હશે તે તેમનુ આ 'કૅરીકેચર' તરત જ ઓળખી કાઢવાના. (ચિત્રકારઃ રવિશંકર રાવળ)



પૅલેસ્ટાઈનમાંની અંગ્રેજોની કુટિલ ભેદનીતિ ઉપર વ્યંગ કરતુ 'કાર્ટૂન' જૉન બુલે પૅલેસ્ટાઈનિ રૂપી ઊંટના ત્રણ કટકા કરી માથુ પોતે રાખ્યું છે, વચલો ભાગ ગૌરાંગ યહૂદીઓને આપ્યો છે, અને પુચ્છડુ આરબોને વળગાડયુ છે પૅલેસ્ટાઇનના રૂપક માટે ચિત્રકારે ઔચિત્યપૂર્વક એ રણપ્રદેશનું વાહન ઊંટ ચીતર્યું છે. (બ્લૉકોઃ 'કુમાર')

ભાઇ જેવાં 'પ્લેકાર્ડ'–placards–નું કોઈનું સ્થાન ગ્રંથચિત્રણામાં ન આવે, એટલે અત્રે કલાપ્રકાર જેટલો જ એનો નિર્દેશ કરીને અટકીશું. એ જ રીતે શીશીઓ, ડબ્બા કે બંડલો ઉપરના લેબલો અને કાર્ટનોનું

## જાહેરાતી ચિત્રો

પણ પ્રચાર માટે-ના ચિત્રોનો ત્રીજો એક પ્રકાર, જે સામયિક પત્રોમા આવતી જાહેર-ખબરોના ચિત્રોનો છે, તેની ગણતરી અહીં જરૂરની છે, કેમકે સા-મયિક પત્રોમાની કલા-ને પણ આપણે ગ્રંથ-ચિત્રણા જ ગણી છે. 'પોસ્ટર'ની પ્રચારશૈલી અને પ્રસગચિત્રોની કથનશૈલી બનેનુ આ ચિત્રોમા સંમિશ્રણ હોય છે. પોતાને આ-પવાનો સદેશ સીધો અને ઝડપથી અંતરમા ઊતરે એવી રીતે એમને કહેવાનો હોવાથી એની ચિત્રશૈલી જોરદાર અને અસરકારક હોય છે. ગમે ત્યાં દૂર પડેલા ખૂણામાંથી કે ઝડપથી ફેરવાતા પાના વચ્ચેથી પણ ડોકિયુ કરીને બૂમ પાડી ઊઠવાની ગત એ



કોઈ આગતુક પ્રસગની જાહેરાત માટે ઉચિત ચિત્ર
(ચિત્રકાર કનુ દેસાઇ)

ચિત્રોમા જોઇએ આપણી બીજી ઊગતી ચિત્રશાખાઓ જેટલી પણ પ્રગતિ આ પ્રકારના ચિત્રોમા આપણે નથી કરી એ કબૂલવું જોઇએ માત્ર રડ્યાખડ્યા ઉદાહરણો ક્યાકક્યાક જણાય છે. પરદેશી કંપનીઓની જાહેરખબરોનાં ચિત્રો બાદ કરીએ તો આપણે નામે શેષ બહુ ઓછો રહે છે

## જૅકેટ અને પૂઠાંનાં ચિત્રો

પણ આટલી અછત નોધ્યા પછી, જાહેરાતી અને શોભન ચિત્રોના મિશ્રણના એક પ્રકારમા આપણે હિંદભરમાં અગ્રસ્થાને છીએ એ હકીકતની નોધ ગૌરવ સાથે લેવી જોઇએ. એ ચિત્રો તે પુસ્તકો ઉપરના જૅકેટો અને પૂઠાંના ચિત્રો પુસ્તક ઉપરનુ જૅકેટ એકીમાથે બે કાર્ય સારે છે: એક તો ધૂળ, હવામાન અને ઘસારાથી તેનુ રક્ષણ કરવાનુ અને બીજુ તેને શોભા આપીને તેની ઓળખ (અગર જાહેરાત) આપવાનુ બુકસેલરની દુકાનના આઘેના કબાટમા કે કોઈના ઘરના ટેબલ પર પુસ્તકોના ટોળા વચ્ચે પડેલી ચોપડી ઉપરનુ જૅકેટ પોતાના આલેખન અને રંગભભકથી જેટલો વધુ સ્પષ્ટ અને તરી આવતો અવાજ કાઢી શકે તેટલી તેની એ કાર્યની સાર્થકતા વધુ દૃષ્ટિસુલભ જોરદાર નામાક્ષરો, ગ્રથવસ્તુનો એક સપાટે ખ્યાલ આપતુ ઉઠાવદાર ચિત્રાલેખન અને આખ તથા મન પર એ બનેની છાપ પાડી તેમને ગ્રહી લે એવી રગયોજના—આ ત્રણે ગુણશૈલી આપણા ગુજરાતનાં જૅકેટ અને પૂઠાના ચિત્રોએ સારા જેવા અશે સફળતાથી અપનાવી લીધી છે એ બીજા પ્રાતોને મુકાબલે સ્પષ્ટ સમજાય છે, અને આપણે ત્યા એનો ઉપયોગ આજે એટલો વ્યાપક થઈ ગયો છે કે આધુનિક વાચનશોખી કોઇ પણ ગુજરાતી વ્યક્તિ એથી અજાણ નથી.

આમ, ક્યાંક તદ્દન અછત જણાવતી, ક્યાક પ્રાથમિક પગલા પાડતી, ક્યાક ફૂલીફાલી સોહતી આપણી ગ્રથસ્થ ચિત્રકળા આજે મ્હોરી રહી છે એ તો નક્કી અને અસ્મિતાના ભાનથી તે સદ્ય પલ્લવિત થશે અને 'ગુર્જરીના શ્રીરગ' સોહાવશે.

પરિશિષ્ટ પૃષ્ઠ ૧ થી ૩૨ સુધીના મુદ્રક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ

# સૂચી



